# દોઆ મુબારક



પ્રગટ કરનાર-

બમનજી રૂસ્તમજી દારૂવાલા

"ગુલચેહર લૉજ" પાસ-સોપારીબાગ-પરેલ.

આંવૃતી ૧) લી

મુંબઈ.

ચેરાગ પ્રીન્ટીંગ પ્રેસમાં સોહરાબ નશરવાનજી

બીલીમોરીયાએ કર્ત્તાને માટે છાપ્યું છે.

કોટ, મુંબઈ.

જે "સરજનાર કોઇ એક

સેવાયે નથી—

તે એક ને

વખાણું ખુદા નામથી!"

(મરહુમ બેરામજી ફ. મરઝબાનજી.)

## દોઆ.

સદા રહો તમપર તે **યઝદાન** છાંગો-
સન્યાઇનો પહંદા તમ સદાકાળ સાહ્યો !
સદા રહો દીલમાં તે કીરતાર સમાયો-
છે નીતી ને નેકીનો એજ માત્ર પાયો.

( બરૂદા )

૫

## દોઆ.

મનશ્ની ભલીથી કરો નેક કામ

ગવશ્ની રૂડીથી પામો રૂડું નામ

કુનશ્ની ભલીથી આવો નેક અંજામ.

(બરૂદા)



ચોક મોતીના પુરાય, બંધાય હીરાના હાર;

સદા સુખી સદવાર ઉગે તમારે દ્વાર.

(બરૂદા)

## દોઆ.

અહુરમજદ ખોદાએ શનાસાદ; ઝરથુસ્ત્ર રદ સેતાયાદ; ચુન તન ઓ જાન અવા હુસ્તાન ઓ બેરાદરાંન ઓ ઝન ઓ ફરઝનદાન હુ દોસ્તાર બેદ.

**સાર**—પરવરદેગાર સર્વમાં શ્રેષ્ટ છે એમ પીછાણ અને ઝરથુસ્ત્રને તારી દીનના રાસ્ત રાહબર તરીકે માન, જેમ તારો પ્રાણ તારા શરીર સાથે નીકટ સંબંધ ધરાવે છે, તેમ તું તે **માલીકની** મેહરથી, તારા દોસ્ત બીરાદરો, સગા-સ્નેહીઓ, તથા ઝન ફરઝંદ સાથ જોડાયલો રહે. આમીન !

૭

# દોઆ મોકલનારની પોતાની તરફના થોડાક સખુનો.

—:૦:—

તારીખ ______________________________________________

# રોજીંદી બંદગી ઉપરાંત સમજીને ભણવા માટે એક અવષ્ય ટુંક બંદગી



**હુમત! હુખ્ત! હુવરશ્ત.**



ઓ મને જન્મ આપનાર **અહુરમજદ** હું **તારી** સેવામાં મારૂં સર ઝુકાવી અરજ કરૂં છું કે, **તું** સીવાય બીજો કોઈ **કીરતાર** નથી કે જેની બંદગી કરવી મને મુનાસબ હોય. **તું** અસલથીજ હતો, છે, અને હમેશ સુધી કાયમ રહેવાનો. **તારી** બુલંદી બુઝરગી અને રહેમની તારીફ મારાથી નથી થઇ શકવાની, હું **તારી** ફરમાયશ મુજબ ચાલવાને ચાહું છું,

તેમાં **તુ**ં મને મદદ થા! મારી ઉમેદ અને ઇચ્છા હું **તારી** જનાબમાં ધરૂં છું અને હું તમામ ગુનાહો માટે દીલગીરી જાહેર કરી પશેમાની કરૂં છું. હું જે બુરૂં બોલ્યો હોવું, મારાથી કાંઈ બુરૂં કામ થયુ હોય યા બુરાં કામ કરવાનો મેં વિચાર કીધો હોય તો તે સર્વને માટે પશેમાન થઇ હું ત્રણે ગવશનીએ કરી તોબા કરૂં છું, એવી **તુ**ં મને શકતી આપ કે હું તમામ નેકજ વીચારૂં, નેકજ બોલું અને તમામ નેકજ કામ કરવાનું હૈડે ધરૂં, અને તમામ બુરો વીચાર, બુરૂં બોલવું અને બુરાં ફેલનો હું ત્યાગ કરૂં, માઝદીયશની જરથોસ્તી દીન ઉપર અને તમામ સ્વાબનાં કામમાં રાજી થાઉં. તું જેમ મને ફરમાવે તે પ્રમાણે હું ચાલવાને રાજી છું, **મારી મરજી પ્રમાણે નહી પણ જેમ તારી મરજી હોય તે પ્રમાણે.** બક્ષ! ઓ સાહેબ કે આજે અને હવે પછી હમેશ હું **તારીજ** ફરમાબરદારીમાં મારી જીંદગી ગુજારૂં અને **તુ**ં મને હમેશ જુએ છે એવી પાક દેહસ્ત મારા

મનમાં કોતરી રાખું. **તારી** ઉપર મને પુરતો વીશ્વાસ છે કે જે કાંઈ મારેજ સારૂં **તારાથી** કરવામાં આવશે તે મારા સારાનેજ સારૂં થશે. આ દુન્યાની બદીથી **તું** મને બચાવ, **તું** મારી સંભાળ કર, **તું** મને ઇશારો કરતો રહે કે આ રસ્તો વાજબી છે, આ રસ્તે ચાલ, બક્ષ કે હું તે **પ્રમાણે** ચાલવાને શકતીમાન થાઉં અને બક્ષ ઓ **સાહેબ** કે ૩૩) એ ફરેસ્તાઓ મુજને અશોઇ અખત્યાર કરવામાં મદદ કરે. **તારી બુલંદી** જાણવાની અને પીછાનવાની મને હોશ અને અક્કલ આપ. મારા અપવિત્ર હવશોને મારાથી દુર કરી તેઓને **તું** કાપ, કે જેથી કરીને હું અશોઇના માર્ગમાં ઉતરવા શકતીવાન થાઉં. મારી મરજીને **તારી પવીત્ર મરજી** જેવી કર. ઓ **સાહેબ** હું પવીત્ર માજદીયશની દીન, જે રાસ્ત દુરૂસ્ત પાક અને અશો છે, તેની તાબેદારી કરૂં છું તેથી **અધર્મી** લોકથી જે તાનાજનની થાય તેની દરકાર ન કરતાં હું **તારી** તરફની અને મારી માજદીયશની

દીન તરફની ફરજોનું કરજ અદા કરવાને હીંમત અને હોંશ પકડું.

ઓ **સાહેબ,** આ દુન્યાની મોજ મજાહ, નાપાયદાર દોલત, અને શરીરના પલભારના સુખો ભોગવવા ઉપર મારૂં મન વધારે નહી લાગે પણ જે કાંઇ તેં મને બક્ષ્યું છે અને બક્ષે છે તે ઉપર હું સંતોષ અને સબર કરૂં.

બક્ષ ઓ **સાહેબ** કે અમો સઘળા એક બીજાને તમામ માયાથી અને ખરા દીલથી ચાહતા રહીએ, સુલેહ અને સંપથી રહીએ અને કીના કંકાશથી વેગલા થઇએ. જેમ તું અમોને અમારી તકસીર માફ કરે છે તેજ પ્રમાણે અમે પણ એક બીજાની તકસીર માફ કરીએ.

મારા કામકાજમાં મને ઇમાનદારીથી લેવડ દેવડ કરવાની પાક દયાનત આપ. કહાડી નાંખ, ઓ **સાહેબ** મારા દીલમાંથી તમામ લાલચ, અદેખાઇ અને તકોબરી, તમામ બદ દયાનત અને બદ હવસ

## દોઆ મુબારક.

આ કેતાબનો જરથોસ્તી વચ્ચે બહોળો ફેલાવો કરવાને માટે તેમજ તેમાંથી જે કુલ્લે આવક ઉપજે તેમાનો અડધો અડધ ભાગ કોઇ જરથોસ્તી ધર્મ ખતામાં આપી દેવાનો કર્ત્તાનો વીચાર હોવાથી જરથોસ્તી બાનુઓ તથા ગ્રહસ્થોને અરજ કરવામાં આવે છે કે એ કેતાબની જોઇતી નકલો માટે પોતાનુ મુબારક નામ-ઠેકાણુ મોકલવું અને તે સંખ્યાને માટે તથા ઉપલા ધર્મના હેતુને લીધે પોતાથી બનતી રકમ લખી જણાવવે તેના પ્રમાણમાં (બે આના દીઠ) જોઇએ તેટલી નકલની સંખ્યા લખી મોકલવી જે મુજબ તે તુરત પુરી પાડવામાં આવશે.

**અને મને એક ફુલ બચ્ચાંની માફક નીર્દોશ અને સાફ કર.**

જે જે ખામીઓ હું મારામાં જોઉંછું અને જે ખામીઓ મને મારા પાપી મનથી દેખાતી નથી તે સઘલી દુર કરવાને મને તારી મદદ આપ. મારાથી કાંઇ બેહદ ગુનાહ થયા છે કે જેની યાદ લાવ્યાથી મારી આંખો શરમીંદગીથી નીચી વલેછે તેથી મારૂં દીલ દેહસ્ત અને દુખથી જખમી થયેલું મને લાગે છે. ઓ સાહેબ એ જખમને તું મજબુત લાગતો કર જેથી મારા ગુનાહ વીશે પસ્તાવો મારા પથ્થર જેવા દીલમાં પેદા થાય અને તે પસ્તાવાથી મારૂં હઇડું પવીત્ર થઇ નરમ કોમળ થઇ જાય.

ઓ **બેહદ રહેમી સાહેબ** મારા સઘળા ગુનાહ તું માફ કર, મેં જે સારી કરણી કીધી હોય કાંઇક ચપટીભાર સવાબ કીધું હોય તો તેથી મગરૂર થવાને બદલે **તારા** પવીત્ર અંશથી મારામાં અકલ અને હોંશને જાગરૂત કર કે જેથી હું જાણું કે માથાથી તે પગ

સુધી હું પાપમાં ગરક છું અને **તું રહેમી સાહેબ તારી** બેહદ રહેમથી મને છોડવે નહી તો મને **બીજો** ઇલાજ નથી. પણ એ **દયાવંત દાતાર તારી** ઇચ્છા નથી કે કોઇબી ગુનેહગાર તેના ગુનાહમાંજ સબડે. **તારી** ઇચ્છા તો એવી છે કે જીવતાજીવત તે બદીથી ફરે, અને નેક રાહ પકડે. એવી ઉમેદથી **એ મારા નેગેહબાન સાહેબ, તારી** ખીદમતમાં મારૂં સર ઝુકાવી અરજ ગુજારૂં છું કે **તું** મને મારા સઘલા ગુનાહ માફ કર, અને મારી બાકીની જીંદગીના દીવસ **તારા** ખરા નોકર માફક ગુજારવાને **તું** શકતીમાન કર.

**એ સાહેબ** હું બેહદ ઉપકારી છું કે તેં હજુર મારા ગુનાહથી દુર થવાની **મને તક આપી** છે અને આજે સારી હાલતમાં છું. બક્ષ એ સાહેબ કે મારા દીવસની ગણત્રી રાખી બને ત્યાં સુધી એક પળ પણ ખોયા વગર મારી ફરજો અદા કરી લઉં કારણકે મારી હરતી આદ મારાથી કાંઇ થઇ શકવાનુ નથી.

**ઓ સાહેબ** જેવું હું મારે સારૂં ચાહું છું તેવું હું મારા તમામ ભાઈબંધને સારૂં ચાહું છું, અને મારા દુશ્મનોને સારૂં પણ એજ ચાહું છું, માટે એટલી મારી બંદગી **તું** કબુલ રાખ અને મને એવી હાલતમાં જીવાડ, કે કોઇપણ વખતે **તારા** હોકમને તાબે થઇ **તારી** દરગાહમાં દોડી આઉં અને ત્યાં **તારી** ખીદમત બજાવવાને હું શકતીમાન થાઉં.

આમીન! આમીન! આમીન.

---

ઉપલી બંદગી બાટળીવાળા એગ્યુ મીક્ષ્ચરના બનાવનારના બેહેસ્તનશીન મુરબ્બી--રૂસતમજી હોરમશજી મીસ્ત્રી—તરફથી મળી છે તેમાં ફેરફાર કરી છાપી છે.

# મુરાદ હાંસલ.

## યાને

## હરેક પ્રકારની મુરાદ બર લાવવા વિષે.

કાંઈ પણ આફત વખતે, યા કાંઇ પણ મુરાદ ચાહતી હોય, યા કાંઇ પણ ચીજ યજદાં તરફથી મેળવવાની ખાહેશ હોય, જેવી કે રોજી, ફરઝંદ ઇત્યાદી રામસ્ની, દેશપરદેશ જવું, નવું કામ આરંભવું વીગેરે દરેક ખાહેશ જે કોઇ **જરથોસ્તીઓ** પરવરદેગાર તરફથી ચાહતાં હોય તે બર લાવવાને માટે જોઇતા અવસ્તાના કલામો, ખરાં અંતકરણ અને એક ચીત્તથી રોજ પઢવાથી તેઓની ઉમેદ આયંદે જરૂર બર આવશે એમ આ કીતાબના કમતરીન કર્તાને પુર્ણ ભરૂશો છે.

ઉપલા કલામોની જેઓને જરૂર હોય તેઓએ કર્તાને લખવે તે પ્રુરા પાડવામાં આવશે.

# બંદગી રોજ કાંય કરવી જ જોઇએ?

## તેનાં થોડાંક કારણો.

૧) બંદગી વીષે ઈંગલંડના રાજા હેનરી (૮ મા) ના મહાન વજીરનું કહેવું છે કે:—

" Had I but served my God with half
" the zeal that I served my king He
" would not have given me up in my
" gray hairs."

Cardinal Wolsey.

**અર્થ**- જેટલી ઉત્સાહ અને મેહનતથી મેં મારા રાજા હેન્રી (૮) માની સેવા બજાવી તેમાંની ફક્ત અડધીજ સેવા હું મારા **માલીકની** કરતે તો તે મને મારા બુધાપામાં તજી ન દેતે.

કારડીનલ વુલઝી.

૨) Prayer is the soul's sincere desire
Uttered or unexpressed
The motion of a hidden fire
That trembles in the breast.

(Montgomery)

**અર્થ**-મોઢેથી ભણેલી અથવા અંતઃકરણથી ઝીમેલી બંદગી આત્માની એક ખરેખરી ખાહેશ છે કે જે બંદગીથી આપણા જીગરમાંનો ધુજતો છુપો આતશ જાગ્રત થાય છે.

મૉંટગોમેરી.

## (૩) બાટલીવાળા ઍગ્યુ મીક્ષ્ચરના બનાવ-નારનું બંદગી વિષે મત:—

“બંદગી ઉપર મને પુર ઇતબાર છે. મારી ખાતરી
“થઇ છે કે ખુદાઈ આશીર્વાદનો સાહ્યા મેળવવા
“માટે ખરા અંતઃકરણથી સમજીને કીધેલી બંદગીનો
“નતીજો ખુદાઇ દુન્યામાંથી ખુદાઈ દીલસોજીના
“આકારમાં મળે છે. હું એમ નથી કહેવા માંગતા
“કે વરસાદ મેળવવા માટે કીધેલી બંદગીથી ખુલ્લાં
“ગગનમાં વાદળાં ચઢી આવશે, અથવા **દોલત**
“મેળવવા માટે કીધેલી બંદગીથી આપણી થેલીમાં
“ખજાનો આવી પડશે; પણ જેમ તારના દોરડાંની
“મદદ વગર મોકલવામાં આવેલો વીજળીક સંદેશો
“ઇથરમાંથી પસાર થાય છે અને તેજ ઇથર મારફતે
“બીજે છેડેથી તેનો જવાબ મલે છે. તેજ મીસાલ
“ઇથરમાંથી બંદગીનો પુકાર **ખુદાઇ કાને** જઇ પડે
“છે અને તેજ ઇથર મારફતે તેનાં નતીજા તરીકે
“**ખુદાઇ** દીલસોજી તથા ખુદાઇ કુવત ફરી વળે
“છે કે જેને આદમ જાતની બંદગીનો સર્વથી શ્રેષ્ઠ
“જવાબ લેખા શકાય.”

૪) જીંદગી છે એક અજાયબ બળ,
ખોલે છે તે કંઇએક બીકટ કળ.
ચાહતાં હોવ હર મુશ્કેલ આસન,
ભજો તમ તેને ઓ મહેરબાન.

(બરૂદા)

બગડેલી બાજી કેમ સુધારવી,
ચીંતાને કેમ ઉડાવવી.
દુશમનીને દોસ્તીમાં કેમ જોડવી,
જકડાયલાંની જંજીરણી કેમ તોડવી.
એ સર્વનો ભેદ તમો ત્યારેજ જાણુશો
કે જ્યારે ખુદાવન્દે ખાવીંદને ખરેખર પીછાનશો.

(બરૂદા)

૫) રામ ઝરૂખા બેઠકર સબકા મુજરા લેત
જૈસી જીનકી નીત વૈસા ઉન્કુ દેત
(કબીર.)

**અર્થ**–પરવરદેગાર પોતાના ઝરૂખા ઉપર બેસી સૌની પ્રાર્થના સમજે છે અને સૌની સેવાના **પ્રમાણમાં** મેવા (ફળ) બક્ષે છે.

૬) **દુખમે** હરીકો સબ કોઇ ભજે **સુખમે** ભજે ન કોય
**સુખમે** હરી કો ભજે તો દુઃખ કહાંસે હોય.
(કબીર.)

**અર્થ**—દુઃખ આવી પડે છે ત્યારેજ પરમેશ્વરને સર્વે યાદ કરવા નીકલે છે અને સુખમાં તો ઘણા થોડાજ યાદ કરતાં હશે.

[તેથી જો સુખના દીવસોમાં પણ તેની યાદ (**એટલે તેની રોજીંદી બંદગી**) કરવામાં આવે તો પછી **મનુષ્યને દુઃખ તે ક્યાંથી હોય?**]

## ઉપલાં કારણો ઉપરાંત બીજા અસંખ્ય સબબોને સર:—

રામકા નામ સદા મીસરી
સુવત જાગત ન વીસરી

**અર્થ**—ખુદાનું નામ નિત્ય લેવું અને સુતાં, ઉઠતાં અને જાગતાં તે વીસરવું નહી.

[એ મુજબ હર વખતે અને હર પળે તે પાક પરવરદેગારનું પાક નામ તમારી નેક ઝબાન ઉપર લેશો તો તેથી તે કીરતારની તરફ તમારી ફરજનું કરજ અદા કરી દેશો અને આયનદે સવાબનો હંબેરો હાંસલ કરી લેશો].

આમીન! આમીન!! આમીન!!!

---

જીંદગી ખાસ અઝ બરાએ બંદગીસ્ત.
"ઝીંદગી બીબંદગી શરમીન્દગીસ્ત"

અર્થ—આપણી જીંદગી ખાસ બંદગી માટે સરજાયલી છે, તેથી બંદગી વીનાની જીંદગી એક શરમીન્દગી છે.

[માટે બંદગી રોજ કરવીજ જોઇએ, અને તેની ઉત્તમ અસર ઉપજાવવાને સર બનતાં તુલીક તેને માટે એક એકાંત ઓરડો અથવા એકાંત જગયા પસંદ કરવી.]

# જરથોસ્તી સીક્કાની ઓળખાણ



"એ તોખમ કયાની એ જગ મશહુર !
એ સઉ સદગુણમાં કયાની—ને ભરપુર ! !.
કાયમ રહી જાલવજે સુખરૂપ જેમ
આબાદી સાથે રહેજે—પારસી કોમ ! !"

(ફીરોઝ)